# પારડી તાલુકાનું

# શિક્ષણ.

## ( ધોરણ બીજા સારૂ. )

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

**નારણદાસ નવલરામ,**

ઠે૦ કેળાપીઠ—સુરત.

વેચનાર—બુકસેલર કશનદાસ નારણદાસ,

ઠે૦ નાણાવટ—સુરત.

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ.

ઠે૦ લીમડાચોક—સુરત.

આવૃતિ ૧ લી. સને ૧૯૧૫ પ્રત ૧૦૦૦

કીંમત રૂા ૦-૧-૦

૯૦-૫-૨૧

# પારડી તાલુકાનું શિક્ષણ.

## સામાન્ય વર્ણન.

**સીમા**—ઉત્તરે પાર નદીને તેની પેલી મેર વલસાડ તાલુકો, દક્ષિણે દમણગંગા નદીને થાણા જીલ્લો, પૂર્વે ધરમપુરનું રાજ્ય અને ફીરંગીના મુલક, પશ્ચિમે ફીરંગીનું દમણસંસ્થાન અને અરબી સમુદ્રછે.

**વિસ્તાર**—આ તાલુકાની લંબાઇ અને પહોળાઇ સરખી એટલે ૧૫ માઇલ છે.

**કુદરતની ખુબી**—આ તાલુકો પૂર્વથી પશ્ચિમ તરફ ઢાળ પડતો છે. જમીનની સપાટી પાણીના વહેવાને લીધે ખાડા ટેકરા વાળી બનેલી છે. નૈરૂત્ય તરફ નાના નાના ડુંગરાને લીધે ટેકરા ટેકરી વાળું દીસે છે બગવાડા અને પારડીની મામલત એકઠી થવાથી તાલુકો બન્યો છે. આકાર ખાંચા ખુંચી વાળો હોવાથી અનીયમીત બન્યો છે ઉત્તર તરફની જમીન ફળદ્રુપ છે દક્ષિણ તરફ જમીનનું પડ પાતળું છે કે જેની નીચે ચુનાના પથરા અને કાંકરીછે. પશ્ચિમ ભાગ નીચો રેતાળ ને ખારવાળો છે. પૂર્વ ભાગની જમીન ફળદ્રુપ છે.

**ડુંગરો**--પારડીનો કીલ્લો, ઓરવાડનો ડુંગર, બગવાડાનો ડુંગર (અર્જુનગઢ), લાંબોડુંગર, ખુરશીઓ ડુંગર, વગેરે છે.

**નદીઓ**—પાર, કોલક, દમણગંગા. પાર નદી—સલગડના ડુંગરમાંથી નીકળી ડાંગ અને ધરમપુરના રાજ્યમાં વહી અરબી સમુદ્રને મળે છે. કોલક નદી—ધરમપુરના રાજ્યમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. દમણગંગા ( ધામણગંગા )—સંહ્યાદ્રીપર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે,

ખાડી—પરીઆળી, કોથલ, બેંસુ, રાત, બીલ. પરીઆળી એ ધગડમાળના તળાવમાંથી નીકળી દરીઆને મળે છે. કોથલ–પંચવાઇ ગામના તળાવમાંથી નીકળી પરીઆળીને મળે છે. બેંસુ–એ જોઇમા ગામના તળાવમાંથી નીકળી પરીઆળીને મળે છે રાત–ફીરંગીના રાજ્યમાંથી નીકળી કોલકને મળે છે. બીલ—બ્રાહ્મણ કરવડ ગામનાં તળાવમાંથી નીકળી કોલકને મળે છે.

તળાવ—પારડીનું તળાવ, વટારનું તળાવ, પરીઆનું તળાવ એ ત્રણે મોટા છે. પરીઆના તળાવમાં કમળ થાયછે, પારડીના તળાવમાં બારે માસ પાણી રહે છે.

હવા—આ તાલુકાના હવા પાણીએ સુરત જીલ્લાનાં માંડવી તાલુકા માફક ખરાબ નામ મેળવ્યું હતું; પણ હાલ કેટલાક ભાગના હવાપાણી સુધર્યાં છે. અગાઉ એવી કહેવત ચાલતી હતી કે "બગવાડે મરે અર્ધોજી, અને માંડવીએ મરે પુરોજી" એનું કારણ એ હતું કે ધરમપુરના જંગલોમાંથી વનસ્પતિના કોહોવાણથી ચીકણો પદાર્થ તણાઇ આવતો, તેથી પાણી બગડતાં, શિયાળામાં ઇશાનનો પવન વાય છે, તે ઠંડો ને સુકો હોવાથી શરીર ફાટી જાય છે. ઉનાળામાં તાપ વધારે પડેછે, તેથી પવન ઉનો ને ભેજવાળો હોયછે. કોઇવાર સુકો બની "લુ'વાય છે. ચોમાસામાં નૈરૂત્યનો પવન વાયછે, તે વાદળાંને ખેંચી વરસાદને લાવે છે. આ તાલુકામાં વરસાદ આખા જીલ્લા કરતાં વધુ પડે છે, દરીઆ કાંઠાની હવા સારી છે. કુવાના પાણીમાં ચીકણો પદાર્થ તરી આવે છે. દરીઆ કીનારાના કુવાના પાણીમાં ચીકણો પદાર્થ જણાતો નથી, પણ પાણી ખારાં છે.

વનસ્પતિ—આ તાલુકાના ઘણા ઘણાખરા ગામોમાં આંબાના ઝાડો છે આ તાલુકાની કેરી આ જીલ્લાના બીજા તાલુકાથી સ્વાદમાં

ઉતરતી છે. એ કેરી પરદેશ પણ જાય છે. એ સિવાય આગલી, બાવળ, વડ, પીપળા, જાંબુડા, ખજુરી, નાળીએરી, રાયેણુ, સીતાફળી, ચોરામળા, ખડભીંડા ( પારસ પીપળા ) વગેરે અનેક જાતની વનસ્પતિ થાય છે સાગ, વાંસ, વગેરે પણ થાય છે. શાક ભાજીમાં સુરણ, બટાકા, રતાળુ, ડુંગળી, સકરીઆં વગેરે થાય છે.

**ખનીજ પેદાશ**—ઓરવાડને બગવાડાના ડુંગરમાંથી કાળા પત્થર સુરંગ ફોડી (પત્થરમાં દારૂ ભરી સળગાવી) કાઢવામાં આવે છે. મરડીઆ, કાંકરા, રેતી, ચુનાના પત્થર વીગેરે મળી આવે છે.

**જાનવરી પેદાશ**—પશુઓમાં ગાય, બળદ, ભેંસ, બકરાં, ઘેટાં, શિયાળ, હરણ, સસલાં વગેરે જોવામાં આવે છે. ઘોડાની સંખ્યા ઓછી છે, તે શરીરે દુર્બળ છે. જંગલી જાનવરોમાં વાઘ, વરૂ, દીપડું, ધરમપોરના જંગલમાંથી આવે છે. ડુક્કર ને વાંદરા વલસાડ તાલુકામાંથી આવે છે. પક્ષીમાં કાગડા, કાબર, સારસ, બગલાં, ચકલા, હોલા, મોર, પોપટ વગેરે પણ દીઠામાં આવે છે.

**ધર્મ**—શીવમાર્ગી, ને વિષ્ણુમાર્ગી, હીંદુઓનાં ધર્મ છે. મુસલમાન પીરને માને છે. પારસીઓ આતસને પુજે છે. જૈનો જૈન ધર્મ પાળે છે ને જીવ દયાપર વિશેષ ધ્યાન આપે છે. કાળીપરજ લાકડાના દેવને માને છે, ને ભુત પિશાચના વ્હેમથી ભરેલાં છે. દેશી ખ્રિસ્તિઓ, ખ્રિસ્તિ ધર્મ પાળે છે, હિંદુઓ બાળે છે, મુસલમાન અને ખ્રિસ્તિઓ દાટે છે, પારસીઓ દાટતા નથી તેમ બાળતા પણ નથી.

**વસ્તી**—૬૦૦૦૦ માણસની છે તેમાં હીંદુની મુખ્ય વસ્તી છે એ સિવાય મુસલમાન અને કાળીપરજના ( ઢોડીઆ, નાયકા, કોકણા ) ની વસ્તી છે પારસીને દેશી ખ્રિસ્તિની વસ્તી જુજ છે.

**ભાષા**—સામાન્ય રીતે ગુજરાતી છે. પણ કાળીપરજ જુદી બોલી બોલે છે, મુસલમાનો ઉર્દુ બોલે છે.

**ધંધો**—ખેતીનો છે એ શિવાય મજુરીનો છે. કસ્બામાં દુકાનદારી નોકરી વગેરેનો છે.

**નિકાસ અને આયાત**—તાંબા પીત્તળનાં વાસણો, ચામડાં, તેલ, દીવેલ, પત્રાળાં, દોરડાં, ગોળ, સણ, ઘાસ, બાવળના લાકડા, સાદડીઓ, સાવરણી વગેરે બહાર ગામ જાય છે. અનાજમાં ઘઉં, ડાંગર, તુવર, કોદરા, નાગલી તથા કઠોળ થાય છે, એ બધું આ તાલુકામાંજ ખપી જાય છે, તેના બદલામાં ખાંડ, સાકર, કરીઆણુ ઘાસલેટ, લોખંડી કામ અને કાપડ વગેરે આવે છે.

**રસ્તા**—પગ રસ્તે ગાડાઓમાં માલ લાવ લઇ જા થાય છે, ને મુસાફરી પણ થાય છે, આ તાલુકામાંથી બોમ્બે બરોડા સેંત્રલ ઇન્ડીઆ રેલવે પસાર થાય છે; તેથી રેલવે નજીકના ગામોના લોકો રેલવે માર્ગે મુસાફરી કરે છે. આ તાલુકાના પશ્ચિમ ભાગમાં દરીઓ લાગેલો છે. તેથી નદીઓમાં હોડી મછવા વગેરે પણ જોવામાં આવે છે પારડી, કોલક, ને ઉમરસાડી બંદરેથી માલ વહાણ વાટે બહાર ગામ જાય છે.

# રાજ્યરીતિ.

## તાલુકાના અધિકારીઓ.

(૧) મામલતદાર, (૨) ફોજદાર, (૩) ઓવરશીયર, (૪) ડોકટર (૫) આસિ. ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેકટર, (૬) આબકારી ઇન્સ્પેકટર, (૭) લોકલફંડ કલાર્ક, (૮) પોષ્ટ માસ્ટર, (૯) રજીસ્ટાર, (૧૦)

કસ્ટમ સરકારકુન,

**મહેસુલી** ખાતું–આ ખાતાનો મુખ્ય અધિકારી મામલતદાર છે તેનો અધિકાર તાલુકાના બધા ખાતા ઉપર સામાન્ય છે એમનું મુખ્ય કામ મહેસુલ નક્કી કરવાનું અને ફોજદારી ગુન્હાનો ઈન્સાફ કરવાનું છે એમને મદદ કરવાને અવલ કારકુન ( ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તાવાળો અધિકારી ) હોય છે. લોકલફંડનો વહીવટ પણ મામલતદાર સાહેબ કરે છે.

**પોલિસખાતું**—આ ખાતાનો અધિકારી ફોજદાર ( પોલીસ સબ ઇન્સ્પેકટર ) છે, તેનો અધિકાર આખા તાલુકાના પોલિસ પટેલો ઉપર છે એમનું કામ ફોજદારી ગુન્હા જેવાકે ચોરી, ધાડ, લૂટ, ખૂન, વગેરે ગુન્હા પકડવાનું અને મામલતદાર ( માજીસ્ટ્રેટ ) ને ત્યાં કમિટ કરવાનું છે.

**ન્યાય ખાતું**—આ ખાતાનો અધિકારી ( મુન્સફ ) લેણદેણ સંબંધી દાવાઓ ચુકવે છે: પણ આ તાલુકો નાનો હોવાથી આ ખાતાના અધિકારીની કચેરી આ તાલુકામાં નથી: પણ વલસાડ તાલુકામાં વલસાડની મુન્સફ કોર્ટમાં આ તાલુકાની ફર્યાદના દાવા ચુકવાય છે,

**બાંધકામ ખાતું**—આ ખાતાનો ઉપરી ઓવરશીયર છે તે તાલુકાના સરકારી મકાનો ઉપર મરામત કરાવે છે, તથા નવા રસ્તા, પુલો વગેરે બાંધે છે

**દવાખાતું**—આ ખાતાનો ઉપરી આસીસ્ટંટ સરજ્યન (ડોકટર) છે, તે આખા તાલુકાની સુખાકારી ઉપર ધ્યાન આપેછે; તથા દરદીઓને તપાસી દવા પણ આપે છે. ને શીતળા કાઢે છે.

**કેળવણી ખાતું**—આ ખાતાનો ઉપરી અધિકારી આસી. ડેપ્યુટી. એજયુ. ઈન્સ્પેક્ટર છે, તે આખા તાલુકાની નિશાળો તપાસે છે. ને જોઈતા સુધારા કરે છે. નવી નિશાળો કાઢવી અને બંધ કરવી, એ પણ એમના અભિપ્રાયથી થાય છે. આ તાલુકામાં પારડી તાલુકા સ્કુલ ગણાય છે. એ સ્કુલના હેડ માસ્ટરને તાલુકા સ્કુલ માસ્તર કહે છે.

**રજીસ્ટાર ખાતું**—આ ખાતાના ઉપરીને રજીસ્ટ્રાર કહે છે. તેઓનું મુખ્ય કામ જમીનને ઘરોના વેચાણ, ગીરો, દસ્તાવેજ; તથા વીલો અને ફારગતીઓ રજીસ્ટર કરવાનું છે. તે ઉપરાંત પારસીઓના લગન પણ નોંધવાનું છે.

**પોસ્ટ ખાતું**—આ ખાતાના ઉપરીને પોસ્ટ માસ્ટર કહે છે આ ખાતું સંદેશા લઈ જવા લાવવાનું, પૈસા સાચવવાનું, પૈસા લાવ લઈ જા કરવાનું, કીંમતી વસ્તુઓ લઈ જવા લાવવાનું કામ કરે છે; ને તાકીદના સંદેશા (તાર) પણ લાવ લઈ જા કરે છે.

**આબકારી ખાતું**—આ ખાતાના ઉપરીને આબકારી ઇન્સ્પેક્ટર કહે છે. તે સરકારની પરવાનગી વગર ભાંગ, ગાંજો, અફીણ, દારૂ, વગેરે કેફી ચીજો વેચનારને પકડે છે, ને માજીસ્ટ્રેટને ત્યાં કમિટ કરે છે.

**લોકલફંડ ખાતું**—આ ખાતાનો વહિવટ તાલુકાના ચુંટી કઢાએલા મેમ્બરો કરે છે. તેના ઉપરી મામલતદાર સાહેબ છે. મહેસુલની રકમ પ્રમાણે દર રૂપીએ એક આનો લઈને આ ખાતું ઉપજ કરે છે, ને તે ઉપજનો ઉપયોગ ગામોના રસ્તા, પુલો નવી નિશાળો વગેરેમાં કરે છે આ મંડળને લોકલબોર્ડ કહે છે.

**કસ્ટમ ખાતું**—આ તાલુકાને લગતો દરીઓ હોવાથી આ

ખાતાનો અધિકારી સરકારકુનની કચેરી છે એ સરકારકુન આવતા માલની જકાત લે છે અને વહાણના આવવા જવાની રજા ચીઠ્ઠી આપે છે.

# મોટાં ગામો.

અંગ્રેજ સરકારના ખાલસા ગામો--પારડી, ઉમરસાડી, ઊદવાડા, પલસાણા, કોલક, વટાર, કુંતા, વાપી, તુકવાડા, બગવાડા ડુંગરી, પરીઆ, અંબાચ, રાતા, કોપરલી, લવાછા, ચીભડકચ્છ, લખમાપોર, રેંટલાવ વગેરે છે.

પારડી—એમાં સરકારી મુખ્ય કચેરીઓ છે. તે ઉપરાંત ઉર્દુ સ્કુલ. ગુજરાતી સ્કુલ, અને કન્યાશાળા છે. શરૂઆતનું અંગ્રેજી શીખવવાની શાળા પણ એક છે તાર અને પોષ્ટ ઓફીશો છે સરકારી કચેરીઓ કીલ્લામાં થાય છે એ કીલ્લો ફીરંગીઓનો બાંધેલો છે એમ કહેવાય છે. એ જમીનની સપાટીથી ૭૫ ફુટની ઉંચાઇએ બાંધેલો છે. આ કસ્બામાં તાંબા પીત્તળના વાસણ તથા કાળીપરજના બૈરાઓના પીત્તળના ઘરેણાં, માટીના વાસણ, દોરડાં, વગેરે થાયછે. આ કસ્બો પાઘડી પને છે.

ઉમરસાડી—પારડીની પશ્ચિમે ચાર માઇલ ઉપર બંદર છે. એમાં કસ્ટમ ખાતાની કચેરીછે ગુજરાતી સ્કુલ અને એ કન્યાશાળાછે એમાં મુખ્ય ધંધો વહાણ ચલાવવાનો છે. વસ્તી ૨૦૦૦ માણસની છે

ઊદવાડા—પારડીથી નૈરુત્ય કોણમાં છે એમાં ૩૦૦૦ માણસોની વસ્તીછે. એમાંસર જે. જે. છોકરા છોકરીની સ્કુલ, ગુજરાતી સ્કુલ અંગ્રેજી ખાનગી સ્કુલ, ધર્માદા દવાખાનું, તાર અને પોષ્ટ ઓફીસ,

છે. પારસીની જુની અગીઆરી છે ત્યાં બહાર ગામના પારસીઓ વારંવાર આતસના દર્શણ કરવાને આવે છે. આશરે પોણી બસો વર્ષ ઉપર પારસીઓ પ્રથમ અહિં આવેલા એમ કહેવાયછે. અસલના વારામાં રાજાના ઊંટ અહીં રહેતા હતા તેથી ઊંટવાડો કહેવાતું; તે ઉપરથી ઊદવાડા પડ્યું છે.

**પલસાણા**—આ પણ પારડીથી નૈરૂત્યે છે. એમાં ૧૨૦૦ માણસની વસ્તી છે. એમાં ગુજરાતી છોકરા છોકરીની સ્કુલ છે. રામેશ્વર મહાદેવનું દેરૂં છે; ત્યાં ગંગાજી નામનો ઝરો છે, અહીં ખેતી સારી થાય છે.

**કોલક**—બંદર છે, મુખ્ય વસ્તી માછીની છે. અહીના માછલાં સારાં ગણાય છે. એમાં ગુજરાતી નિશાળ છે પોષ્ટ ઓફીશ છે. મુખ્ય ધંધો વહાણ ચલાવવાનો ને માછલી પકડવાનો છે અહી ફીરંગીના રાજ્ય વખતની પત્થરની એ મેડીછે, જે જીર્ણ હાલતમાંછે

**વટાર**—એમાં એક હજાર માણસની વસ્તી છે એમાં એકલંગીને કોટેશ્વર મહાદેવના દેરાં છે.

**કુંતા**—એ પારડીથી નૈરૂત્ય કોણમાં છે એમાં કુંતેશ્વર મહાદેવનું દેરૂં છે, તથા કસ્ટમ ચોકી છે.

**વાપી**—પારડીથી દક્ષિણે ૯ માઇલપર છે એમાં ૩૦૦૦ માણસની વસ્તી છે એમાં પોલીસ ચોકી, પોષ્ટ ઓફીસ, છોકરા છોકરીની નિશાળ અંગ્રેજી ખાનગી સ્કુલ, કસ્ટમ કચેરી વગેરે છે.

**તુકવાડા**—એ પણ પારડીથા દક્ષિણમાં છે, એમાં નિશાળ અને પોષ્ટ ઓફીસ છે અહીં તુવરની દાળ અને ગોળ થાય છે.

**બગવાડા**—એ પારડીથી દક્ષિણે કોલક નદીપર છે. એમાં

જુનો કિલ્લો છે. અગાઉ મામલતદાર સાહેબની કચેરી એમાં હતી એમાં હાલ ગુજરાતી સ્કુલ છે. ધંધો વ્યાજુ, દુકાનદારી, ખેતી વગેરેનો છે, એમાં અંબા માતાનું દેરૂં છે, ત્યાં ચૈત્રી પુનમે જાત્રા ભરાય છે એમાં જૈન દેરાસર છે અને કસ્ટમ ઇન્સ્પેકટરની કચેરીછે.

**ડુંગરી**—એ પારડીથી ત્રણ માઇલપર દક્ષિણે છે. એમાં ૧૦૦૦ માણસની વસ્તી છે. શીતળા દેવીનું મોટું થાનક છે. તથા મોટી વાવ છે

**પરીઆ**—એ પણ દક્ષિણે છે. વસ્તી ૧૫૦૦ માણસની છે. મુખ્ય ધંધો ખેતીનો છે "પાંચઆંબા" નામની જગ્યાપર દર બુધવારે હાટ ભરાય છે. અહીંના સુથારો ગાડી સારી બાંધે છે.

**અંબાચ**—પારડીથી અગ્નિ કોણમાં છે, એમાં પોણા બે હજાર માણસની વસ્તી છે. મુખ્ય વસ્તી ઢોંડીઆની છે. અહી કોલક નદીની સામે કાંઠે ભસ્મ (બ્રાહ્મણોને લગાડવાનીવિભુતી) નીકળે છે

**રાતા**—એ રાત ખાડીપર છે વસ્તી ૨૦૦ માણસની છે. એમા રાતેશ્વર મહાદેવનું દેરૂં છે.

**કોપરલી**—એમાં સત્રાબારશો માણસની વસ્તી છે, અહીં પણ સુથારો ગાડી સારી બાંધે છે.

**લવાછા**—એ દમણગંગાને કાંઠે છે વસ્તી ૮૦૦ માણસની છે કેદારેશ્વર મહાદેવનું દેરૂં છે, તથા પોલીસ ચોકી છે.

**ચીભડકચ્છ**—એમાં ૧૦૦૦ માણસની વસ્તી છે દર રવીવારે હાટ ભરાય છે ધંધો ખેતીનો છે.

**લખમાપોર**—પારડીથી પૂર્વમાં પાર નદીપર છે. વસ્તી ૧૦૦૦ માણસની છે. મુખ્ય ધંધો ખેતીનો છે, શનીવારે હાટ ભરાય છે.

**રેંટલાવ**—ઊદવાડાનું સ્ટેશન આ ગામમાં છે વસ્તી ૩૦૦ માણુસની છે ધંધો ખેતીનો છે અહીં દર મંગળવારે હાટ ભરાય છે ધંટેશ્વર મહાદેવનું દેરૂં છે, ગુજરાતી નિશાળ અને પોષ્ટ ઓફીસ છે. પારસી શેઠીઆઓના બંગલા આ ગામમાં છે.

# ગામના અધિકારીઓ.

( ૧ ) મુલકી પટેલ, ( ૨ ) પોલિસ પટેલ, ( ૩ ) તલાટી. ( ૪ ) સ્કુલ માસ્ટર, ( ૫ ) ગામ પંચ.

**મુલ્કી પટેલ**—ગામનો મુખ્ય અધિકારી છે. એનો અધિકાર ગામના સઘળા અધિકારી પર છે ગામ પંચનો અગ્રેસર છે.

**પોલિસ પટેલ**—ગામમાં બનતા ફોજદારી ગુન્હાપર દેખરેખ રાખે છે. અને પોલિસ ખાતાના કામમાં મદદ કરે છે.

**તલાટી**—મામલતદારના તાબાના ગામના અધિકારી છે, એ મહેસુલ વસુલ કરે છે, પાકનો રિપોર્ટ કરે છે, જમીનની હદ ને તગાવી નક્કી કરે છે, અને જન્મ મરણની નોંધ રાખે છે.

**સ્કુલ માસ્ટર**—(મહેતાજી) ગામના છોકરાને ભણાવે છે, ને તેને સુધારવાને યત્ન કરે છે. ગામમાં પોષ્ટ માસ્તરનું કામ પણ કરે છે

**ગામ પંચ**—ગામના ચુંટી કાઢેલા લોકોનું મંડળ છે. તે ગામ સુધારાનું કામ કરે છે, તકરારી બાબતોનો નિકાલ કરે છે, એમાં ઉપલા ચાર અધિકારીઓ પણ હોય છે.

## ઇનામી ગામો.

**( અંગ્રેજ સરકારને ખંડણી આપનારાં ગામો. )**

**સારણ અને ઠહેલી** એના ગીરદારી ગામો છે બારીગામ ની ગીરદારી છે પણ તે ધરમપોર તાબાનું છે.